પુછયું કે શું ખબર લાવ્યા છો માનસિંગે જે બીના પોતાની નજરે જોઇ તે ગુણસુંદરીને સરવે વૃત્તાંત કહી સંભળાવ્યો આ સાંભળીના નના આશ્ચર્યનો તો પારજ રહ્યો નહીં. પછી ગુણસુંદરી બોલી કે ઘણા થાકીને આવેલા છો માટે દશ દહાડા આરામ કરો; પછી બીજા પ્રશ્નનો જવાબ લેવા જજો, એટલે માનસિંગ ત્યાંથી ઉઠી ધર્મશાળામાં જઇ રૂપસિંહ રાઠોડને ઘણા હેતથી મળ્યો પોતાની વીતેલી સર્વે વાત કહી સંભળાવી. દશ દહાડા પુરા થયા એટલે અગીઆરમે દહાડે ગુણસુંદરી પાસે બીજા પ્રશ્નનો જવાબ પુછવા લાગ્યો. ત્યારે તે બોલી કે એક મા[illegible] [illegible]નાના દેવાલયના દરવાજા પર એવું લખ્યું છે કે "બાકી ક[illegible] [illegible] ગંગામાં જ[illegible]" તે માણસ કયે ઠેકાણે રહે છે તેની ખબર લા[illegible], જ્યારે આવાં વચન માનસિંગે ગુણસુંદરીના મોંમાંથી સાંભ[illegible] [illegible]રે ગુણસુ[illegible]ગને પુછયુ કે એ માણસ કયાં છે? ગુણસુંદરીએ [illegible] કે હું શું [illegible] તેણીની ધર્મની મા બોલી કે એ ઠેકાણું ઉત્તર દિશા [illegible] માનસિંગ [illegible] [illegible] થયા અને રૂપસિંહ રાઠોડને દિલાસે [illegible] [illegible]ગલ તરફનો રસ્તો લીધો.

— - —

## બીજા પ્રશ્નની વારતા.

જ્યારે માનસિંગ ઉત્તર [illegible]નો રસ્તો લીધો ત્યારે તે વિચાર કરવા લાગ્યો કે હવે મારૂં કામ તે પરમેશ્વર પાર પાડશે. માટે તેની ઉપર ભરોંસો રાખી કદમ આગળ ધરવા લાગ્યો. ઘણેક દહાડે એક મોટા બીહામણા જંગલમાં આવ્યો જ્યાં ઝાડપાનનો તો કંઇ સુમારજ નહી હતો, સાંજનો વખત હતો તેથી એક મોટા ઝાડ નીચે બેસી આરામ લીધો સાંજ પડતાંજ માનસિંગે એક દરદ ભરેલો અવાજ સાંભળ્યો. તે એકાએક ચોંકી ઉઠી પોતાના મનમાં કહેવા લાગ્યો કે ઓ માનસિંગ તારા જેવોજ એક પુરૂષ આવી રાતે અફસોસ કરી રડે છે તેનું દુઃખ નહીં ટાળે? એટલું બોલી ઉભો થઇ જે જગ્યાએથી તે અવાજ આવતો હતો તે જગ્યા તરફ ચાલવા લાગ્યો. અંતે પોતાની મુરાદ પહોંચી. માનસિંગ ત્યાં જઇને જુવે છે તો એક ખુબસુરત જુવાન પુરૂષ જમીન ઉપર બેશી બોર જેવાં આંસુ પાડી ધ્રુશકે ધ્રુશકે રડી બોલે છે. કયાં જાઊં મારા દરદ ભરેલા હાલ વિષે કોને કહું કારણ કે મારી ઉપર બેહદ આફત આવી પુગી છે, માનસિંગ આગળ વધી તે જુવાનનો હાથ પકડી બોલ્યો, કે ઓ સૂર્યના તેજના જેવા જુવાન પુરૂષ આ

રીતે રડી તારો આવો હાલ શા માટે કર્યો છે; તારી ઉપર એવી શી આફત આવી પડી છે જેથી તેં તારૂં ઘરબાર, માતાપીતા સર્વે છોડ્યાં છે અને આવી રીતે બુરી હાલતે મોત માગે છે તારો સઘળો હેવાલ મને કહે; જેથી તે દુર કરવાને હું કોશીશ કરૂં. પરમેશ્વરની મહેરબાનીથી તારૂ કામ સફળ થશે. તે માણસે માનસીંગને જુવાબ દીધો કે; ઓ જુવાન પુરૂષ તારા બોલવા ઉપરથી મને એકીન આવે છે કે તું મારૂં કામ બજાવશે ખરો, ઓ સાચા માણસ અહીંઆંથી આઠ જોજન દુર એક મોટું શેહેર છે એ શેહેર એટલું તો રળીઆમણું છે, અને તેમાં એટલા મોટા દોલતવાળા માનવીઓ રેહે છે કે જેનું બયાન કરવું મુશ્કેલ છે. ત્યાં મોતીશા નામે એક સોદાગર વેપારી રહે છે. તેને એક ચાંદની સુરતની બેટી છે, રૂપ અને ગુણનો તો પારજ નથી જ્યારે તે છોકરી રાત્રે ફરવા જાય છે ત્યારે ચંદ્રમા પોતે ફરવા નીકળે છે, કારણ કે, તેનું રૂપ અને એવું તેજ છે કે ચંદ્રમાને પણ પોતાનું મોં દેખાડવું શરમ ભરેલું લાગે છે અને તેનું જોહેનાર નુમાડું તેનાં હું દીવાનો બની ગયો છું માનસીંગે કહ્યું કે તે છોકરી તારા દીલમાં શી રીતે આવી. તેણે જવાબ દીધો, કે એક વખત હું ઘોડાનો માલ લઈ તે શેહેરમાં વેચવા ગયો અને શેહેરનો જોવા મન ફરતાં થાક આવી. હું ફરતો ફરતો તે મોતીશા વેપારીના મેહેલની હેઠળ આવી પુગ્યો. મેહેલની ઉપર નજર કરતાં એક ઓરત ઇંદ્રની અપસરા જેવી સરસ મારી નજરે પડી. જેને જોતાંજ હું બેશુદ્ધ થઈ ગયો, પાછો હોંસમાં આવ્યો ત્યારે તે શેહેરના કેટલાક રેહેવાસીઓને તે ઓરત વીશે પુછ્યું તેઓએ મને જવાબ દીધો કે એ મેહેલ મોતીશા શેઠની છોકરીનો છે તે છોકરી હજુ કુવારી છે અને તેના બાપે તેને પોતાને લાયક વર શોધી કહાડવાની છુટ આપી છે, તે છોકરી દર એક પુરૂષને ત્રણ પ્રશ્ન પુછે છે જે કોઈ તેના પ્રશ્નનો જવાબ આપશે તેની સાથે તે પોતે પરણશે હજી સુધી કોઈ એવો નથી મળ્યો કે જેણે તેના પ્રશ્નને પુરા કીધા હોય. ઘણાક રાજના કુવર અને સરૂપવાન છોકરાઓ તેની ઉપર દીવાના બની માર્યા ગયા છે. આ સાંભળી હું તે મેહેલની અંદર ગયો દરવાજે જઈને તે છોકરીને ખબર કીધી, તેણીએ મને અંદર બોલાવી રેશમી ગાલીચાપર બેસાડી કહ્યું કે, જો તું મારા ત્રણ પ્રશ્ન પુરા કરશે તો હું તારી થઈ રહીશ. મેં કહ્યું કે, તેમ કરવાને હું તૈયાર છું ત્યારે તે બોલી કે જો તું મારા પ્રશ્નો બજાવવામાં પછાત પડશે તો હું તને મારા ગુલામ તરીકે

રાખીશ. મેં એ સરત કબુલ કરી તે છોકરી પાસેથી પ્રશ્ન માગ્યો; તે બોલી કે આ શેહેરની નજદીક એક ઘણી ઉંડી ગબ્બર છે તેનો છેડો અત્યાર સુધી કોઇને માલમ નથી માટે તે ખબર લાવ બીજો પ્રશ્ન એકે દરરોજ રાત્રે જંગલમાંથી એક એવો અવાજ આવે છે કે જેને મેં પરમાર્થનું કામ કીધું હોય તો આજ રાત્રે મને કામ આવે તે કામ શું છે? ત્રીજો પ્રશ્ન એ કે મારા રાક્ષસના હાથમાં એક સો હમોરો છે તે મને લાવી આપ. આ વચન સાંભળી લાચાર થઇ રત્ન લઇ હું મહેલમાંથી ઉતર્યો. મારો લાલ, અસબાબ જે કાંઇ હતો તે સર્વે લુંટી લઇ મને શહેરમાંથી બહાર કાઢી મુક્યો. જેથી હું આ અરણ્યમાં આવ્યો છું એક તો મારો માલ ગયો અને બીજું તો આશકના તારે માટે જલ્દ વાધા નાંખ્યા મારી આશાઓથી જુદો પાડ્યો માનસિંગે કહ્યું ફકત તું મને તે શાહેરમાં લઇ જા. અને જો કે તને તારી માશુક સાથે મેળાવું છું કે નહિં. તે જુવાને જવાબ દીધો કે મને માલની ગરજ નથી ફકત માત્ર હોય તો પદમાવતીના ચેહેરાની ખુબી ઉપર મોહીત થયું છે તે પદમાવતીનો મને મેળાપ જોઇએ. માનસિંગ તે જુવાનની સાથે તે શેહેરમાં આવ્યો. શેહેરને જોતાં તેની અચરતીનો પાર રહ્યો નહીં. મોટા મોટા તરેહવાર બાગો, બગીચાઓ, મેહેલો એટલા બધા હતા કે જાણે પોતાની આંખલી ઉમરમાં જોયા ન હતા. તે હદપુનીના શોભા જોઇને માનસિંગ દંગ થયો. આખર માનસિંગ મોતીશા વેપારીની છોકરીના મેહેલમાં ગયો. તે છોકરી પડદો નાંખી બોલી કે, આ જુવાન પુરૂષ મારા ત્રણ પ્રશ્નોનો જવાબ તું લાવી આપ માનસિંગે કહ્યું કે પહેલાં તારો બાપ જે મોતીશા વેપારી કહેવાય છે તેને બોલાવ, કે તે મને વચન આપે જો હું તારા પ્રશ્ન પુરા કરૂં તો જે માણસને તું આપવા ચાહે તેને આપી શકું. વેપારીની છોકરી બોલી કે જ્યારે તું મારા પ્રશ્ન પુરા કરે ત્યારે હું તારીજ છું? ત્યારે જેને તેને આપજે. માનસિંગે કહ્યું કે તારા બાપને બોલાવ કે તેની સાથે હું સરત કરૂં તે પ્રમાણે તેણીએ પોતાના બાપ મોતીશા વેપારીને બોલાવ્યો તેની સાથે માનસિંગે કબુલાત કીધી પછી માનસિંગે પહેલો પ્રશ્ન માગ્યો તે છોકરી બોલી કે મારા શેહેરના પાસે એક ઉંડી ગબ્બર છે તે ગબ્બરનો છેડો ક્યાં છે તે કોઇને ખબર નથી માટે તેની શોધ કરી લાવ માનસિંગ ઉઠ્યો, તેની સાથે પેલી છોકરીએ પોતાના માણસોને ગબ્બરની નીશાની દેખાડવાને મોકલાવ્યાં માનસિંગ તે ગબ્બરની આગળ આવી પેલાં માણસોને કહેવા લાગ્યો કે હું આવું ત્યાં સુધી

તમો અહીંઆંજ બેસી રહેજો. પછી માનસિંગે ગબરમાં ઉતરી ચાલવા માંડયું. આખો દહાડો ચાલી રાત્રે કોઇ ઠેકાણે મુકામ કરતો એમ ચાલતાં ચાલતાં એક દીવો દેખાયો. માનસિંગે વિચાર્યું કે હવે ગબરનો છેડો આવ્યો ખરો. પછી વિચારવા લાગ્યો કે જઇને તપાસવું જોઇએ. ચાલતાં ચાલતાં એક મેદાન નજરે આવ્યું, તેમાંથી નીરમળ પાણી વહેતું જણાયું, માનસિંગ પોતાની સાથે થોડીક બદામ, સાકર અને પાણીનો કુંજો લાવ્યો હતો. જેમાંથી દરરોજ ત્રણ બદામ ને સાકર ખાઇ થોડુંક પાણી પી ઇશ્વરની પ્રાર્થના કરતો, તે કુંજો પેલા ધરામાંથી પાણી ભરી લીધું. પછી આગળ ચાલતાં કેટલાક દહાડે એક મોટી દિવાલ નજરે આવી. ત્યાં એક દરવાજો હતો. તેમાં દાખલ થયો કે કેટલાંએક ભુતોનું ટોળું માનસિંગની પાસે આવી પુગ્યું અને પોકારવા લાગ્યું એટલામાં એક કાણો ભુત આવીને બોલવા લાગ્યો કે "તુને ખાઉં; તારા બાપને ખાઉં, તારી માતુને ખાઉં, તારા આટમ કટમને ખાઉં, આપોને આખો ગામ ખાઉં." તેમાંથી એક બોલ્યો કે આપણા રાજાનો હુકમ નથી કે આપણા દેશમાં આવેલા માણસને હુકમ વગર ખાવા. તમો જાણતા નથી કે આપણા રાજા આજ કેટલાક વરસ થયાં ગરદનજગીના રોગથી હેરાન છે જ્યારે તે માણસથી સારૂં થશે તો આપણને ઇનામ મળશે. ત્યારે બીજા ભુતોએ જવાબ દીધો કે એમાં આપણું કોઇ વળે નહીં ઘણાક માણસો આવી રીતે આવ્યા ને આપણા દેશમાં કેદ પડેલા છે. જ્યારે સારૂં તો એમ છે કે એને આપણા સરદાર માંથા નાનાના ખવીસ પાસે લઇ જવો જે તેને ગમે તેમ કરે તે પ્રમાણે માનસિંગને પોતાના સરદાર પાસે લઇ ગયા. તેઓના સરદારે તેઓને જવાબ દીધો કે શા માટે તમારા બાપને લાવ્યા છો એને છુટો મુકો કે જ્યાં ગમે ત્યા ચાલ્યો જાય. તે ખવાસને દીલગીર જોઇને માનસિંગે પુછ્યું કે એવા ભલા વિકાળ ભુત શા માટે આટલો દીલગીર દેખાય છે. તેણે જવાબ દીધો કે એ આ માણસ શું કહું મારા દુઃખની વાત ? મારી ભુતડી આજ ઘણુંક થયું આંખનાં દરદથી હેરાન છે. ઘણા ઉપાયો કીધા પણ કશો ફેર જણાતો નથી. માનસિંગે કહ્યું કે, જો તું મને તારી ભુતડી આગળ લઇ જાય તો પરમેશ્વરની મેહેરથી હું તે દુઃખ સારૂ કરી શકીશ. ત્યારે તે સરદારે તેમ કીધું. માનસિંગે પેલી મોહોરો પાણીમાં ઘસીને તેણીની આંખે લગાડી. એ પ્રમાણે ત્રણ દહાડા સુધી કીધા પછી

સરવે છલમ તૈયાર રાખો. એટલે તે રાજાને કબજે કરી આ વજરની પેટીમાં નાંખી સમુદ્રમાં ડુબાવીએ એવામાં ભુતનો રાજા આબરો પોતાના છપન કરોડ ભુત સાથે તે સમુદ્રના કીનારા આગળ પહોંચ્યો એટલે પોતાના માનીતા ભુતોને બોલાવી મુકરર કરી લડાઇઓ શરૂ કીધી એવામાં પેગમ્બરે એલમો ફેંકવા માંડયા આથી મહા વિ-કાળ પર્વતના જેવા બની પેલા પેગમ્બરની ઉપર પથ્થરનો વરસાદ વરસવા માંડયો. તોપણ તે ડરતો નથી અને પોતાના છલમના જો-રથી પથ્થરનો વરસાદ પોતા ઉપર વરસે તેની દરકાર રાખતો ન-થી. અને વધારે વધારે છલમ ફેંકવા માંડયા. જેથી આતસના ભડકા ભુતોની સેનામાં થવા લાગ્યા તેથી ભુતો ગભરાઇને પોતાના રાજા આબરા પાસે જઇ પોકાર કરવા લાગ્યા ઓ મારા આબરા રાજા કવન લોકના નામથી ગાઝી બળુંછું. બા બળુંછું, બા બળુંછું આ કોણ પેગમ્બર આવ્યો. એવા પોકાર કે માનસિંગને ઘણો ગજબો થયો. તેથી તે પેગમ્બરની પાસે જઇને કહેવા લાગ્યો, ઓ પીર મરદ યવનના મોટા રાજા આ મારા ભુતોને શા માટે દુઃખ દેછો? તે સાંભળતાજ સુલેમાન પેગમ્બર બોલ્યો કે તું એવો જોરાવર કોણ છે. જે નાહાન ભુતોની ફરીઆદ લઇ આવ્યો છે, તે ના પાકોને આજ મારે બાળીને, તેની રખ્યા કરીને આ પેટીમાં ભરીને મહાસાગર મધ્યે નાંખવી છે. આ સાંભળીને માનસીંગ પેગમ્બરની પાસે જઇ કહેવા લાગ્યો તે પેટીમાં એવી શી હીકમત છે, કે છપન કરોડ ભુતોની એક [illegible] રખ્યા રહેશે એવું સાં-ભળી સુલેમાન બોલ્યો કે મારા એલમનો એટલું જોર છે કે કદી આખી પૃથ્વીના ભુતોને બાળીને તેની રખ્યા સમાવવી હોય તો સ-માઇ શકે, એમ કહી તે પેટી માનસિંગે તેનું ગરદન ઝાલી, પેટીમાં ઘાલી ઢાંકણુ મજબુત બંધ કરી, લોઢાની સાંકળોથી બંધ બાંધીને પેલા ભુતોને હુકમ કીધો કે, આ પેટીને પાસીફીક સમુદ્રના મધ્ય ભાગમાં નાંખી પાછા આવો. આથી ભુતોનો રાજા, માનસીંગ ને પગ પાસે પડી બોલ્યો કે ઓ માનસીંગ મારા ઉપર તારો ઉપકાર ઘણો થયો છે. જો હું મારી આખી ઉમર સુધી તારી ચાકરી કરૂં તોપણ તેનો બદલો મેં તને પુરતો આપ્યો એમ કહેવાય નહી, એટલું કહી આબરા ભુતે સોના રૂપાથી ભરેલા કેટલાક ખુમચા તે-મજ આકુત અને ઝવેર બેસુમાર માનસીંગના પગ આગળ મુકી બોલ્યો, તને આપવાને લાયક ચીજે મારી પાસે કાંઇજ નથી માટે

આવડું આપુંખું માનસિંગે કહ્યું કે હું એકલો એ સઘળું કેમ ઉ-ચકી શકું. બાબરે જુને પોતાના જુતો બોલાવી હુકમ કીધો કે આ સઘળો ખજાનો માનસીંગની સાથે લઇ જાઓ. અને એ જ્યાં કહે ત્યાં જલદી પોંચાડી આવો. માનસીંગ ત્યાંથી રજા લઇ જુતોની સાથે ચાલતો થયો, કેટલેક મજલે પેગમ્બરના દરવાજા આગળ આવી પોંચ્યોનેજ સોનીઆ વેપારીની છોકરીના માણસોએ જ્યારે જુતોને જોયા ત્યારે બીને નાસવા લાગ્યા. પણ માનસિંગે તેમને સાદ મારી પાછા બોલાવી કહ્યું કે, "ઓ માણસો તમો શું કામ બી-ઓ છો એતો હું માનસીંગ છું, જુતો તે ગજરના મોં આગળ સ-ઘળું જવેજવેર મુકી પોતાના મકાન તરફ ચાલતાં થયાં માનસીં-ગે સઘળું જવેજવેર ઉચકાવી ધરમશાળામાં આવી પોંચ્યો. પછી સઘળો ખજાનો પેલા વેપારીને આપી બોલ્યો કે, તારા એક પ્રશ્નનો ઉતર હું લાવ્યો છું પછી તે છોકરી આગળ જઇ સઘળો હેવાલ કહી તેની પાસે બીજા પ્રશ્નની તારીફ કીધી, તે બોલી કે "જંગલમાં એક એવો અવાજ આવે છે કે મેં પરમારથનું કામ કીધું કોન તો આજ રાતરે મને કામ આવત" તેનો પતો મેળવી લાવ. આ સાંભળીને માનસીંગ તરતજ જંગલ તરફનો રસ્તો લીધો આગળ એટલે એક ઝાડ નજરે પડયું તેની નીચે બેસીને પરમેશ્વરની પ્રાર્થ-ના કરવા લાગ્યો. જ્યારે રાત પડી, ત્યારે પેલો અવાજ તેને કાને પડયો. માનસીંગ તરતજ ઉભો થઇ જે તરફથી અવાજ આવતો હતો તે તરફ જવા માંડયો. જ્યારે દહાડો ઉગ્યો ત્યારે માનસીંગ વિચાર કરવા લાગ્યો કે, હવે હું કયાં જાઉં, જંગલમાં આણીગમ પેલીગમ જોવા લાગ્યો એટલામાં એક ગામડું તેની નજરે પડયું ત્યાં જઇને માનસીંગે થોડી વખત આરામ લીધો પછી રાતને વ-ખતે તેજ અવાજ ફરીથી સાંભળ્યો, માનસીંગ આગળ ચાલ્યો જતો હતો એટલામાં માનસીંગને કાને એકાએક રડવાનો અવાજ સાંભળ્યો: માનસીંગ તે તરફ થોડે નાઠી ગયો. એટલામાં શેહેરની અંદર લોકોનું ટોળું એકઠું થએલું માલમ પડયું ત્યાં લોકોને જઇ પુછવા લાગ્યો કે તમે શા માટે રડો છો, તેઓએ જવાબ દીધો કે અમારા શહેરમાં દરરોજ એક મોટી બલા આવે છે; તે દરરોજ એક આદમીને ખાઇ જાય છે, જો અમે તેને તે પરમાણે એક આ-દમી ન આપતા તો આખા શેહેરને માથે જુલમ કરે છે આજે આ શેહેરના હાકેમનો છોકરો તેનો ભોગ થવાનો છે; એટલા માટે અમો રડીએ છીએ. માનસીંગે કહ્યું કે ઓ નામદાર સરદાર તે

બલાની સુરત કેવી છે, તે તું મને કહે, તું ખાતરી રાખ કે તારા છોકરાને બદલે હું તે બલા આગળ જઈશ. તે હાકેમ તેની હીંમત ઉપર આફ્રીન કરી બોલ્યો કે તું આ શહેરનો રેહેવાશી હોય એમ જણાતું નથી, માનસીંગે જવાબ દીધો કે હજી મેં આ શેહેરનું પાણી પણ પીધું નથી. પણ વધારે વાર ન કરતાં તું મને કહે કે તે બલા કેવી છે ! તે સરદારે તે બલાની તસ્વીર જમીનની ઉપર ચીતરી. માનસીંગે કહ્યું કે ચિંતા ના રાખો. પરમેશ્વરની કૃપાથી હું એ બલાનું દુઃખ તમારા સરવ ઉપરથી દુર કરીશ. જાણે આ સરદાર કે એને હલકે કરીને કહે છે. એની ઉપર ગમે એવી તેજ તલવાર હસે તો પણ તેને ઘા પડશે નહી માટે કહું તેમ કરો તમારા શેહેરમાંથી એક આરશીવાળા પાસેથી બસો ગજ લાંબી અને બસો ગજ પોહોળી એવી મોટી એક આરસી બનાવી લાવો તે પ્રમાણે તેઓએ આરસી બનાવી માનસીંગના કહેવા પ્રમાણે જે જગ્યાએથી તે બલા આવતી હતી તે જગ્યાએ મુકી તે આરસીને એક મોટી ચાદરથી ઢાંકી, માનસીંગે સઘળા લોકોને કહ્યું કે જેઓ આ બલાનો તમાશો જોવા માગતા હોય તેઓ મારી સાથે ઉભા રહો બાકીના સઘળા પોતપોતાને ઘેર જઈ ચુપ રહો, કોઈએ જવાબ નહી આપ્યો પણ પેલા હાકેમનો છોકરો માનસીંગની સાથે રહેવાને તૈયાર થયો. તે હાકેમે પોતાના છોકરાને સમજાવ્યો કે ઓ મહારાજા આ ખ્યાલ તું તારા મનમાં કાઢી નાંખ તું જોતો નથી કે તારે માટે મેં આટલો ખરચ કીધો છે છોકરાએ જવાબ દીધો કે જે મારે માટે મરવાને તૈયાર થયો તેને હું એકલો મેલું ? ઘણું એ સમજાવતાં જ્યારે એ ન સમજ્યો ત્યારે તેના બાપે તેને માનસિંગ સાથે રહેવા દીધો. જ્યારે રાત પડી ત્યારે અગાઉની માફક તેઓ નાકાને એટલો ઘણોજ બીહામણો અવાજ સંભળાયો તે અવાજ સાંભળતાંજ સઘળા લોકોના ચેહેરા ફીકા થઈ ગયા. એટલામાં તો દુરથી તે બલા એક ગુંબજની માફક દેખાઈ કે, નથી પગ, નથી હાથ, કે નથી ગરદન. પણ ફક્ત એક મોઢું હતુ. તે પણ તેના શરીરમાં બેસી ગએલું અને તે મોહોડામાંથી બેસુમાર આગ નીકળતી હતી જ્યારે માનસિંગે જોયું કે તે બલા ઘણી નજદીક આવી પુગી. ત્યારે આરસી ઉપરથી ચાદર ઉઠાડી નાંખી, હલુકે તેજ વખતે એવા જોરથી એક બાંગ મારી કે આમનાં કેટલાંક માણસો બેહેરાં થઇ ગયાં અને સઘળું જંગલ ધ્રુજી રહ્યુ જ્યારે હલુકે પોતાનું ચીત્ર તે આરશીમાં જોયુ ત્યારે લાલ પીળો થઇ જઇ એટલા જોરથી દમ ખેંચ્યો કે તેનુ પેટ ફાટી ગયુ

તે ફાટવાના અવાજથી ગામનાં બાકી રહેલાં સઘળાં આદમીઓ બે હોશ થઇ ગયાં ને ગરભવાળી સ્ત્રીના ગર્ભ પડી ગયા. તેના પેટમાંથી રુધી વહેવા લાગી. તે એટલી તો વધી ગઇ કે આશપાસ લોહી અને પરૂનો એક મોટો દરિઓ થઇ ગયો. જ્યારે સઘળા આદમીઓ હોશમાં આવ્યા ત્યારે જોયું કે હલુક મુવેલો પડેલો છે. બધા લોકો આવી માનસિંગને પગે લાગી તેના મોતનું કારણ પુછવા લાગ્યા. ત્યારે માનસિંગે જુવાબ દીધો કે જ્યારે એ બલાએ પોતાની સુરત આરશીમાં જોઇ ત્યારે તે એમ સમજ્યો કે આ કોઇ મારો શતરૂ આવ્યો છે, માટે તેને મારવો જોઇએ. એવા વિચારથી તેને ગળી જવાની મતલબથી તે બલાએ પોતાનો દમ એટલો તો જોરથી અંદર ખેંચ્યો કે તેનું પેટ ફાટી ગયું આ સાંભળી સઘળાઓ માનસિંગની અકકલની ઘણીજ તારીફ કરવા લાગ્યા ને પોતાથી બને તેમ દરએક જણે ઝવેર લાવીને તેના પગ આગળ મુક્યું માનસિંગે કહ્યું કે ઓ પ્યારા દોસ્તો એ કામ પૈસાની લાલચથી કીધું નથી મેં એ કામ પરમેશ્વરને વાસ્તે કીધું છે, તેઓએ માનસિંગને પુછ્યું કે આ ગામમાં આવવાનો તારો મતલબ શું છે. માનસિંગે કહ્યું કે દરરાતની વખતે જંગલમાંથી એક એવો અવાજ આવે છે કે મેં પરમાર્થનું કામ કીધું હોત, તો આ રાતે મને કામ આવત, એ અવાજની તપાસ કરવાને વાસ્તે હું નીકળ્યો છું. ત્યારે તે લોકોએ જવાબ દીધો કે એ અવાજ અમો ઘણાં વખતથી સાંભળીએ છીએ પણ માલમ પડતું નથી કે તે ક્યાંથી આવે છે જ્યારે રાત પડી ત્યારે માનસિંગ તે અવાજની તરફ ચાલી નીકળ્યો અને ચાલતાં ચાલતાં જ્યારે સવાર થયું ત્યારે એક મોટો પરવત તેની નજરે પડવા લાગ્યો તથા પોહોળો પાંચસો કોસ હતો જ્યારે માનસિંગ આગળ આવ્યો ત્યારે તેની નજરે એક ગંજાવર શેહેર દેખાયું તેની નજીક પુગ્યો અને જુવે છેતો ઇંદ્રપુરીની જેવી મહા શોભાયમાન નગરી ઉજડ માલમ પડી. તે શેહેરમાં બાવન બજારો અને ચોરાસી ચૌટાં હતાં ચઉટાંની મધ્યે એક રાજ્ય મેહેલ જોવા લાયક હતો. તેને હીરા માણેકની જડેલીકમાનો હતી. માનસિંગ વીચાર કરવા લાગ્યો કે આવા રમણીક શેહેરમાં કોઇ માણસ નજરે પડતું નથી એનું કારણ શું ? એવો મનમાં વીચાર કરી રાજમેહેલના દીવાનખાનમાં એક બાજુપર જઇને બેઠો એવામાં સાંજ પડી એટલે શેહેરમાં રસ્તાઓ સાફ કરવા લાગ્યા અને પાણીથી બજારો છંટકારવા માંડ્યાં. એવામાં ત્યાં અંદરથી એક મશાલ સળગાવી મોટા તખત પાસે એક માણસ આવી ઉભો. એટલામાં

ચોપદારે નેકી પોકારી તેથી તમામ રાજદરબારીઓ, રજપુતો સાડા
સાત લાખ મહારાજાધિરાજની સાથે આવ્યા અને સૌ સૌને ઠેકાણે
અદબથી ઉભા રહ્યા. જ્યારે રાજા તખતપર બેઠા ત્યારે સરવે દરબા-
રીઓએ અદબથી સલામ ભરી સૌ સૌના સ્થાનક ઉપર બેઠા. રાજાનો
મુખ્ય દીવાન આવીને રાજાને સલામ કરીને પાસેની ગાદી ઉપર
બેઠો. અને નાચરંગ થવા માંડયો. થોડી વખતમાં તરેહ તરેહનું જમ
વાનું બનાવી સોના રૂપાના થાળો ભરી ખવાસો આવ્યા. એટલે
સરવે લોકો જમ્યા. પછી રાજા હાંક મારી બોલ્યો કે "જો મેં પર
મારથનું કામ કીધું હોત તો તે આ વખત મને કામ આવત" એવું
બોલ્યો કે તરત તમામ રજપુતોએ પોતપોતાનાં હથીઆરો કાઢીને
ઉઘાડી તરવારે એક બીજાના ગરદનો કાપવા માંડી. રડારોળ અને
મહા સમરાંગના પોકાર થવા લાગ્યા. એવામાં સર્વ માણસ ગુમ થઈને
ગયાં. તે માનસિંગ પોતાના મન સાથે કહેવા લાગ્યો કે કોઈ રાજ-
ગોતર ગરદનથી અવગતે ગયું હોય એવું માલમ પડે છે, પણ શી
રીતે એ વાત પુછી શકાશે એવો વીચાર કરતાં આખો દહાડો કહા-
ડ્યો. અને પાછી રાત પડી ત્યારે એજ પ્રમાણે થવા માંડ્યું એટલે
રાજાની નજર માનસિંગના ઉપર પડી. ત્યારે પોતાના હજુરીને કહ્યું
કે જો આપણા ભાગ્ય સારાં હોય તો પગનપુરના સુરેંદ્ર રાજાના
કુમાર માનસિંગ મહા કરપાળુ અને પરદુઃખભંજન મળે તો આ
દુઃખમાંથી આપણે મુક્ત થઈએ. એવું સાંભળતાંજ માનસિંગ તે
રાજાની પાસે જઈ કહેવા લાગ્યો કે ઓ ઈશ્વરના જેવા મહાપ્રતાપી
રાજા તારે માથે એવું દુઃખ શું પડયુછે, તે કરપા કરી મને કહે,
એટલે રાજા બોલ્યો કે હે પ્રતાપી સુરેંદ્રના કુળદીપક કુમાર માનસીંગ
આ મારી બીના તું ધ્યાન રાખીને સાંભળ 'પુર્વે હું આ નગરીનો
રાજા હતો. મારે ત્યાં નવનીધી અને અષ્ટમાસીદ્ધિ હતી. પણ કોઈ
દીવસ હું પરમારથનું કામ કરતો નહતો. એવામાં મારા રજપુતોમાં માંહો-
માંહે આવી રીતે બંડ જાગી એક બીજાને કતલ કરી અશુર ગતીને અમો
પામ્યા છીએ." માટે તું પરદુઃખભંજન નામથી ઓળખાય છે એટલે
તું સર્વેનું ગયાજીમાં જયને ઓઢા સરાધ કરે એટલે અમો સરવે
અવગતે ગયેલા મોક્ષે જઈએ, અમારો ખજાનો બે સુમાર છે તે તારો
છે. માટે તું પરમારથને અર્થે તારે ખુશીમાં આવે ત્યાં વાપર
એવું કહેતાં હાંક મારી એટલે માનસીંગ એક તરફની બાજુએ સં-
તાઈને ઉભો એટલામાં તો મારામારને કાપાકાપી થઈ. એક બીજાને
જખમે કરી ગુમ થઈ ગયા. હવે માનસિંગે અવારમાં ઉઠી પેલા બા-

ભુત ભુતનું સ્મરણ કીધું એટલે જમનકરોડ ઉતાવળ સાથે આવીને માનસિંગને મળી આજીજી કરી કહેવા લાગ્યો, ઓ મહારાજાધીરાજ મારૂં શું કામ પડયું કે મને યાદ કર્યો એટલે માનસિંગ બોલ્યો કે આ ખજાનો અમોલ્ય ભરેલો છે તે સર્વે તમારા ભુતો ઉચકીને ગંગા તથા ગયાના કાંઠે નાંખી આવો એટલે ભુતો એ સરવે ધનનો લઇ ગંગા તથા ગયાને કાંઠે મુકી આવ્યા પછી માનસીંગ પણ ગયો ગયાએ જઇને માનસીંગ પેલા અવગતીઆ રજપુતનું ઓધા સરાધ કર્યું તેથી મન થયા તેના સરવે પરસા બ્રાહ્મણ, સાધુ, સંત તથા અભ્યાગત અર્થે વાપર્યો ને ત્યાંથી ચાલ્યો. એટલે સામેથી એક કુવો દેખાયો ત્યાં એક માણસ ઉભો રહી કુવામાંથી પાણી કાઢતો હતો; એટલામાં હાથીની સુંઢ વાળો એક કાળો સાપ પાણીની સપાટી ઉપર આવીને તે મુસાફરને કમરમાંથી પકડી તરત પાણીમાં જતો રહ્યો. માનસિંગ આ તમાસો જોઇ અજમાન કરવા લાગ્યો કે આ બીચારો ગરીબ મુસાફર કોણ જાણે ક્યાં જઇ પડયો હશે મારે એની મદદે જવું જોઇએ એમ વીચાર કરી કુવામા ફદકો માર્યો જ્યારે જમીન પર એના પગ લાગ્યા ત્યારે તે કુવો કે સાપ જણાયાં નહી પણ એક મોટુ મેદાન તેની નજરે પડયું તેમાં બે સુમાર ઝાડ હરીઆથી ભરેલાં જોયાં તે ઝાડોની વચમા એક મોટો મહેલ દેખાયો મહેલ તરફ માનસિંગ ગયો ત્યાં જઇ જુવે છેતો સભાઘ દાર જરકશીરથી સણગારેલાં દીવાન ખાનાં તેને નજરે પડયાં વચ્ચો વચમાં હીરા માણેકથી જડેલુ એક તખ્ત મુકેલુ હતું તે તખ્ત ઉપર અતી મોટા કદનો દેવ રૂપિ જેવો ભુત સુતેલો હતો માનસિંગે વિચાર કીધો કે એ ઉઠે તો હું એને પેલા મુસાફર તથા સાપ વીષે પુછું. એમ ધારી તે પેલા ભુતની નજદીક જઇ બેઠો. એટલામાં માનસિંગે જોયું કે પેલો સાપ મુસાફરને કમરમાંથી પકડીને બેઠો છે સાપે જેવો માનસિંગને જોયો તેવાજ માનસિંગ તરફ દોડી આવ્યો માનસિંગે તે સાપને પોતે ગુસ્સામા એટલો તો જોરથી દાબ્યો કે સાપ મોહેથી બુમ પાડવા લાગ્યો તેના અવાજ થી પેલો ભુત જાગી ઉઠયો ને બોલવા લાગ્યો કે ઓ માણસ તું એને શુ કામ મારે છે? એ સાપ નથી એતો અમારો કાસદ છે, તું એને છોડી દે માનસિંગે કહ્યું કે એ પેલા માણસને છોડશે નહી ત્યાં સુધી હું એને છોડીશ નહી. ભુતે સાપને કહ્યું કે ખબરદાર આ માણસ બહુ જોરાવર માલમ પડે છે, કદાચ એ તારા પેટમાં જશે તો અવયવ બધા તોડી નાંખશે માટે હોશીઆર રેહેજે. આ સાંભળતાંજ

તે સાપના બે હોઠ જે માનસીંગના હાથમાં હતા તે ચીરીને માનસીંગ ને સાપના પેટમાં જતો રહ્યો જુને ગમે એટલું કર્યું પણ તે સાપ માનસીંગને ગળી ગયો માનસીંગે એકાએક આકાશથી એક અવાજ સાંભળ્યો કે ઓ માનસીંગ તું જે ઘરમાં છે તેને તારા કટારથી ચીરી નાંખ કે તું પેટમાંથી બહાર આવશે. અગર નહીં તો કેટલાક કાળસુધી આસપાસનાં પેટમાંજ રહેશે. માનસીંગ પાસે કાંઇ પણ હથીઆર નહીં હતાં પણ અંદર શોધ કરતાં કંઇ જવેરની દાતરડી જેવું એટલે જવેરનો મોટો વીકરાળ હાર જેવું માનસીંગના હાથમાં આવ્યું, તે લઇને માનસીંગે તેનું પેટ ચીરી નાખ્યું કે તરતજ એક મોટો દરીઓ પેદા થયો પાણી એટલું તો વધવા લાગ્યું કે માનસીંગ તેમાં ગોથા ખાવા લાગ્યો જ્યારે એક કલાક પછી પાણીનું જોર નરમ પડ્યું ત્યારે માનસીંગના પગ જમીન ઉપર લાગ્યા આંખ ઉઘાડીને જુવે છે તો ન સાપ. કે ન આગ નજરે પડતો નથી પણ એક મોટું મેહાન દીઠામાં આવ્યું. જેમાં હજારો માણસો હારબંધ ઉભાં રેહેલાં, કેટલાક મરેલા જેવાં અને કેટલાંક મરણ પામેલાં ત્યાં પેલો મુસાફર પણ હતો. માનસીંગે જ્યારે તેને પુછ્યું ત્યારે તે બોલ્યો મને તેમજ આ સઘળા માણસોને એક સાપ લાવ્યો છે માનસીંગે તેઓના આગળ સઘળી હકીકત કહી જણાવી ત્યારે તેઓ સઘળા માનસીંગના પગે પડ્યા અને કહ્યું કે હવે એ બલા તેઓથી દૂર થઇ છે. પછી તેઓ નમીને પોતાને ઘેર ગયાં માનસીંગે શેહેર તરફનો રસ્તો લીધો થોડાક કલાક પછી એક બાગબગીચા જંગલની નજદીક આવી પહોંચ્યો એટલામાં એક આલમ ખુબસુરત રાજા જેના જોવામાં આવ્યો તે રાજા માનસીંગને આવતો જોઇને કહેવા લાગ્યો કે, ઓ માનસીંગ હું તારી વાટ ઘણા દહાડાથી જોઇને આ જગ્યા ઉપર ફરૂં છું કેમ જે તું મારો જમાઇ છે કારણ કે તારા બાપે બાળઅવસ્થામાં તારાં લગન મારી છોકરીની સાથે કર્યાં છે તે છોકરી હાલ ઉમર લાયક થઇ છે. અને તારી ખબર કઢાવતાં માલમ પડ્યું કે માનસીંગ મુસાફરી કરવા સારૂ મુલકે મુલક અને દેશો દેશ ફરે છે માટે તમારો હું આ જગ્યા ઉપર વાટ જોયા કરૂં છું, અને મારૂ શેહેર અહીંથી નજદીક છે; એવું સાંભળીને માનસીંગ પોતાના મન સાથે કેહવા લાગ્યો કે આ એક અચરત જેવી વાત લાગે છે; કેમ કે મારે બાપે મને તે વિષે કોઇ દીવસ વાત કરી નથી, અને આ માણસ બોલે છે કે તું મારો જમાઇ છે. એમ વીચાર કરીને તે ખુલાસાના

રાજા સાથે માનસીંગ ચાલ્યો, અને થોડે દુર ગયો એટલે એક સુશોભાયમાન નગર તેની નજરે પડ્યું, તે નગરનું નામ ધુતારા પાટણ હતું. તેનો રાજકરતા ધુતારસીંહ નામે હતો. તે શેહેરની ભાગોળે જઇ જુવે છે તો, કેટલાએક ધુતારા તેની નજરે પડયા. માનસીંગને આવતો જોઇને તે સામા દોડી આવ્યા અને તેનો હાથ પકડી પોતાના શેહેરમાં લઇ ગયા. ઘણી ખાતર બરદાસ કરી પોતાના મેહેલના શુસોભીત બપકાદર દીવાનખાનામાં ઉતારયો અને પોતાની છોકરીને હુકમ કર્યો કે ' આ માણુસ આવ્યો છે તેને તું રાતના વખતે મારી તેની પાસેથી રીંછની એક છોકરીએ મોહોરો આપેલો છે, તે લે એટલે આપણું કામ થશે '' એવુ કેનાવાંત તે ધુતારી પોતાના મહેલમાં દાખલ થઇ. અંતે એક સજ્યા એવી કપટની બનાવી કે જેની નીચે મોટી કંટારીયાના ઝાડ જેવા ખરરા બાંધી મુકયા છે. તેની ઉપર છત્રપલંગ ઢાળી એક મજાસુન મોટી ચાદર પાથરી તેને માલમ પડે નહીં કે આ કપટ છે, માનસીંગનો હાથ પકડીને પોતાના મહેલમાં લાવી અને ઘણી નરમાસથી બોલી કે તમે આ પલંગપર બેસો એટલે હું પાન સોપારી વીગેરે લઇને આવું એમ કહી તે છોકરી નીચે ઉતરવાને ગઈ અને માનસીંગે પેલા પલંગપર બેસવાનો ઇરાદો કરયો પણ તેના મનમાં કેહેવા લાગ્યો કે આ કંઇ કપટ જેવું લાગે છે એમ કરી પોતાની તરવાર તથા ઢાલને પલંગપર મુક્યા તેવાંજ નીચે પડયાં અને જુવે છે તો નકરાં કંટાર માલમ પડયાં એટલે માનસીંગે પેલી ધુતારી નીચે જતી હતી તેનો ચોટલો ઝાલી ભોંયપર નાંખીને કહેવા લાગ્યો કે ઓ મહા પાપની કરનારી તે આવાં કેટલાંએક પાપ કીધાં હશે આજે તુંને જીવતી છોડી દેવાનો નથી એટલે તે ધુતારી બોલી કે ઓ રાજકુમાર તું મને છોડી મુક તેમ કાલાં વાલાં કરવા લાગી એટલે તેને દયા આવી અને તેને છોડી મુકી પોતે બીજા પલંગપર બેઠો અને પેલી ધુતારી તેની સ્તુની કરી કેહેવા લાગી કે આજથી આવાં કરમ નહીં કરૂં એમ કહી ધીરજ ધરતો માનસીંગે ચીન તરફનો રસ્તો લીધો થોડા દહાડા પછી એક શેહેરની નજદીક પહોંચ્યો દરવાજાની અંદર દાખલ થતાં તેને દરવાનોએ અટકાવી કહ્યું કે તું ક્યાં જાય છે પહેલાં તુંને હમારા રાજા પાસે આવવું પડશે પછી જ્યાં તારૂં મન ચાહે ત્યાં જજે, આ સાંભળી માનસીંગ બોલ્યો કે ઓ દરબારીઓ તમારા જેવું હું પણ માણુસ છું. શું કામ મને શેહેરમાં જતો અટકાવો છો, જો તમારી મુરજી

હોય તો ચાલો, હું તમારા રાજા પાસે આવવાને તૈયાર છું. પછી તેઓ તેને પોતાના રાજા આગળ લઇ ગયા. જ્યારે રાજા આગળ ગયો ત્યારે રાજાએ પુછ્યુ કે ઓ મુસાફર તું કોણ છે, ક્યાંથી આવ્યો છે, અને તારૂં નામ શું છે ? ત્યારે માનસીંગે જવાબ દીધો કે ઓ રાજા હું પવનપુરનો કુંવર છું મારૂં નામ માનસિંગ, ને મારા બાપનું નામ સુરિંદ્ર છે. મારો ઇરાદો ચીન જવાનો છે. પછી માનસીંગે તે નગરનું નામ પુછ્યું. રાજાએ જવાબ દીધો કે આ નગરીને રાજનગરી કરીને કહે છે. મારે ત્યાં મારી છોકરી, જે કોઇ મુસાફર અહીંઆં આવે છે તેને ત્રણ પ્રશ્ન પુછે છે, તે પ્રશ્નનો જવાબ આપતું નથી. તેને તે છોકરી ગરદન મારે છે અને તે સઘળા ખુનનો ભાર મારી ગરદન ઉપર રહે છે. પણ આજ સુધી કોઇ પણ બાપે પોતાની છોકરી મારી નાંખી નથી તેથી મારી છોકરીને મારી નાંખવાની હિંમત ચાલતી નથી. માનસીંગે આવા વચન સાંભળી તે રાજાને દીલાસો દઇ તેની ખાતરી કીધી પરમેશ્વરની મહેરથી તારા ઉપરનું દુઃખ હું નીવારણ કરીશ આટલી વાતચીત કીધા પછી માનસીંગ તે છોકરીના મોહોલમાં ગયો. ને માનસીંગ આવ્યાની ખબર થવાથી તે છોકરી શણગાર પહેરી તૈયાર થઇ. માનસીંગ ઘણોજ અજબ થયો છોકરીએ ઘણો માન આપી તેને એક સોનાના તખત ઉપર બેસાડી પોતે ખુરશી ઉપર બેઠી ને છોકરીએ પોતાની માને બોલાવી હળવેથી કહ્યું કે ઓ મારી વાહાલીમા આ ખુબ ચેહેરાના જુવાન ઉપર મારૂ દીલ લાગી ગયું છે ને એના પ્યારે મારા દીલમાં ઘરકીધુ છે, કારણ કે એ મારો જશે. તેણીની માએ કહી કે જ્યારે પરમેશ્વરે તારી અને મારા બાપની ઉપર આવીજ રીતનો સતમ કીધો છે. તો તેમાં તારી ઉપરનું દુઃખ આ માણસથી જતુ રહેસે. માનસીંગ બોલ્યો, હવે તું મને કહે કે મારી સાથે તારે તેની આ બોલી ઓ જુવાન જ્યારે રાત પડે છે. ત્યારે આ છોકરી બહેરી થઇ જાય છે અને મોંમોંથી ખાલી બકવા કરે છે પછી તે મુસાફરને ત્રણ પ્રશ્ન પુછે છે અને જ્યારે સાચા ઉત્તર નથી આપતો ત્યારે તે છોકરી તેની પોતાની નજીક ખેંચે છે. અને તલવાર લઇ તેનું શીર છેદે છે. પછી માનસીંગ વીચાર કરવા લાગ્યો કે, એક વખત જોઉં, તો ખરો કે અહીંઆ મારૂં આ સુખ છે. યા મોત છે. એટલામાં માનસીંગ આગળ ભોજનહાર ખાવાનું આવ્યું, માનસીંગે કહ્યું કે જ્યારે હું તમારૂં કામ પારપાડીશ ત્યાં

પુરૂષો બે એટલે માન બહાવીર તથા ઘંટાકરણ કુવાની આગળ આવી લાગ્યા અને માનસિંગને બહાર કાઢયો માનસિંગે તેઓને પેલા ખજાના વીશે વાત કહી. તેઓની મદદથી પેલુ સઘળુ ધારેલું ધન ખોદી કાઢયું. પછી પેલા ૨ પુરૂષોને તે સઘળું ધન આપી પોતે થોડું લઇ પેલા ચોરોની શોધમાં ચાલ્યો આખર તે ચોરોના પતા મેળવ્યા. અને તેઓને આવું પાપનું કામ ન કરવા માટે ઘણી નસીયત કીધી કે આ પરમેશ્વરથી વીમુખ થયેલા જનો દુરજનોની આ-શ્રો રાખતા હો તો આવો મારી સાથે હું તમને મન પુરતું ધન આપુ કારણ કે તમારી પાસે તમારૂ ગુજરાન કરવાને કાંઇ નથી, તેથી આવો ધંધો તમો લઇ બેઠા છો. તમો આ ગરીબ જનને દુખ દેવાથી તોબા કરો. હું તમને એટલું તો ધન આપું કે તમો વંશપરંપરા વાપરશો. તે સઘળાઓએ કબુલ કીધું કે જો અમારી પાસે ધન હોય તો અમો આવો ધંધો શું કામ કરીએ અને માનસિંગે દને જતાં એક ભુખથી અધમુવો થયેલો કુતરો તેને મળ્યો તેની જીભ તરત બહાર નીકળી આવી હતી. માનસિંગે વિચાર્યું કે, કદાચ આ જંગલમાં વણજારાનું ટોળુ આવ્યું હશે, જેને લગતો આ કુતરો હોવો જોઇએ. જ્યારે તે કુતરો નજદીક આવ્યો ત્યારે માનસીંગે તેને બગલમાં ઉચકી લીધો, અને કોઇ પાણીવાળી જગા શોધવા લાગ્યો, કે જો પાણી મળે તો તે પાઇને કુતરાનો જીવ ઉગારૂં ચાલતાં ચાલતાં દુરથી એક ગામડુ નજરે આવ્યુ તે ગામડામાં આવ્યો ત્યારે ત્યાના લોકો તેની આગળ જવની રોટલી અને છાશ લાવ્યા જે તેણે કુતરાને ખવડાવી પછી તેને થોડું પાણી પાયું કુતરાએ તેમ કીધા પછી પોતે ખુશી થઇ ગયો હોય તેમ દેખાવ કીધો; ત્યાર પછી તેની આગળ અદબથી બેઠો. માનસીંગ આ બાબતો જોઇ પરમેશ્વરની તારીફ કરવા લાગ્યો કે આવા એક કમીના જાનવરને પણ તે પરમકૃપાલુ પરમેશ્વરે આટલી મોટી અક્કલ બક્ષી છે; એટલામાં તે કુતરાના માથામાં કંઇ ખીલાકૃણી જેવું માનસિંગને દેખાયું. માનસીંગે તપાસી જોયુ તો માલમ પડયુ કે, લોહાનો એક મોટો ખીલો તેના માથામાં ઠોકેલો છે; તે ખીલાકૃણી જોરથી માનસિંગે બહાર ખેંચી કાઢયો, તે વેળા પેલો કુતરો એક ખુબસુરત જુવાન થઇ માનસિંગ આગળ ઉભો રહયો આ જોઇ માનસિંગ અજબ થયો. પછી પુછયું કે પરમેશ્વરના વ્હાલા સતરૂ કહે કે તું કોણ છે. પહેલા તું કુતરાની સુરતમાં હતો અને જ્યારે આ ખીલાકૃણી મેં તારા માથામાંથી ખેંચી કહાડયો ત્યારે તું આદમીની સુરતનો થઇ ગયો તે જુવાને પો-

તાનું માથું માનસીંગના પગ ઉપર મુકી કહ્યું કે ઓ નામદાર હું જાતે માણસ છું મારો હેવાલ તને શું કહું પણ જ્યારે તેં મારી ઉપર આટલી મોટી દયા કીધીછે ત્યારે મારાથી તને કહ્યા વગર રહેવાતું નથી જાણે ઓ મરદની પુરૂષ કે હું ચીન દેશનો વેપારી છું મારા બાપ પાસે બેહદ ખજાનો હતો મારો વેપાર ઘણો મોટો હોવાને લીધે મને બહાર ગામ મુસાફરી કરવી પડતી, થોડાક વખત પછી મેં એક ખુબસુરત જુવાન ઓરત સાથે સગપણ કીધું પણ તે ઓરત બદફેલીના કામોમાં આગ એક હબસી નોકર સાથે મસગુલ હતી. જ્યારે મુસાફરીથી મારે ઘેર આવી રાતના મેં બીછાના ઉપર આરામ કીધો ત્યારે મારી બેવફા ઓરત ઉંઘમાં હબસીના ભેગી સતી એટલે જાગ્યો. એનું જનક પાછો વેરવા લાગ્યો એટલે ઉંઘમાં મારા માથામાં એક મોંગ ખીલાફણી ઠોકયો કે તેવોજ હું એક કુતરાની સુરતે બની ગયો અને ભુખ્યા તરસ્યો તને મળ્યો. અને તેં મારી ઉપર ઉપકાર કરી મને જીવનદાન દીધું. માનસીંગે તેને કહ્યું કે એ ખીલાફેણી તું તારી પાસે રહેવા દેજે ને બરોબર તક સાધી તારી બૈરીના માથા ઉપર મારજે કે તે બીલાડી થઇ જશે. પછી વાત કરતાં કરતાં જે શહેરમાં તે વેપારી રહેતો હતો, તે શહેરમાં આવી પહોંચ્યો પેલા જુવાન માણસે માનસીંગને પોતાને ઘેર આવવાને ઘણા કાલાવાલા કીધા જેવો તે જુવાન પોતાના ઘરમાં દાખલ થયો તેવોજ તેના ચાકરો તેને જોઇ ઘણા ખુશી થયા અને પોતાની શેઠાણીના બદફેલીનુ સઘળું બયાન કહેવા લાગ્યા, તે પોતાના સુવાના ઓરડામાં જઇ જુવે છે તો તેની બાયડી પેલા ગુલામની સાથે સુતેલી છે. તરતજ તેણે તરવાર મ્યાનમાંથી ખેંચી પેલા ગુલામનું માથું કાપી નાખ્યું, અને પેલી ખીલાફેણી પોતાની બાયડીના માથામાં ઠોકયા કે તેવીજ તે બીલાડી થઇ ગઇ પછી દોરીથી બાંધી તેને માનસિંગની આગળ લાવ્યો, માનસિંગે તેની હિંમત જોઇ તેને ઘણી શાબાસી આપી, પછી માનસિંગને તેણે પોતાના ઘરમાં થોડાક દહાડા રાખી ઘણી ખાતરીથી મેમાનગતી કર્યા પછી રજા આપી. માનસિંગ તે મોતીઆ વેપારીની છોકરીના મહેલમાં આવ્યો તેવીજ દરવાનોએ જઇને અંદર ખબર કીધી કે તરતજ તે છોકરીએ માનસિંગને પોતાની પાસે બોલાવી પરદેનસીન થઇ તેને સોનાની ખુરશી ઉપર બેસાડી ઘણી માયાથી પોતાના પ્રશ્નનો જવાબ પુછવા માનસિંગે પહેલેથી છેલ્લે સુધી જે જોયું હતું તેનું વિગતવાર બયાન કીધું ત્યારે તે છોકરી બોલી કે ઓ જુવાન તું સર્વે સાચુંજ કહે છે. તારા બોલવામાં લેશ પણ અસત્ય નથી કારણ કે

તે અવાજ હમણાં આવતો બંધ થયો છે. હવે મારા ત્રીજા પ્રશ્નનો જવાબ તું મને લાવી આપ, માનસિંગે પ્રશ્ન પુછ્યો ત્યારે તે છોકરી બોલી કે મહા રાક્ષસના બાગમાં એક શાહા મોહોરો છે તે મને લાવી આપ માનસિંગે કહ્યું તે પણ પરમેશ્વરની મહેરબાનીથી પાર પડશે. પછી ધર્મશાળામાં આવી પેલા જુવાનને મળ્યો. માનસિંગે તેની આગળ સઘળો ખુલાસો કરી કહ્યું કે ઓ ખુબસુરત જુવાન તારા બે પ્રશ્નો મેં પરમેશ્વરની મહેરથી પુરા કીધા છે, અને આ ત્રીજાની ખબરે હું જાઉં છું એ પ્રશ્ન પુરા થશે કે તને તારી માશુક મળી એમજ જાણ એવા ઘણોક દીલાસો દઈ માનસિંગ પોતાને કામે નીકળ્યો પછી વિચાર કરતો કરતો એક ઝાડ નીચે બેઠો આખરે તેના મનમાં આવ્યું કે એનો પત્તો પેલા જીનના બાદશાહ પાસેથી મળશે માટે તેની ફરી મુલાકાત લેવી જોઈએ એમ કહી તે સફરમાં પાછો પડ્યો આખરે તે જીનના રાજાને એટલે બાબરા જીનના શહેરમાં આવ્યો ચોકીવાળા ભુતોએ અંદર જઈને માનસિંગના આવ્યાની ખબર કીધી કે તરતજ બાબરો જીન પોતાના તખ્ત ઉપરથી ઉતરી મહેલના બહાર માનસિંગને સામો લેવા આવ્યો માનસિંગને જોતાંજ તે તેને ભેટી પડી ઘણી આબરૂ માન આપીને પોતાની જીનની કચેરી કરી પોતાના તખ્તની ઉપર પોતાની પાસે બેસાડી તેના આવવાનું કારણ પુછ્યું માનસિંગે કહ્યું કે મારે મહા રાક્ષસની પાસથી શાહા મહોરો લેવા જવું છે આખરે જવાબ દીધો કે ઓ મરદ માનસિંગ એ ખ્યાલ તું મનમાંથી કાઢી મુક કારણ કે મારા જબરજસ્ત ભુતોની પણ તાકાત નથી કે રાક્ષસના મુલકમાં પગ મુકી શકે માનસિંગે કહ્યું કે એ કામ મેં મારા માટે ઉઠાવ્યું નથી પણ મારા જેવા એક માણસ માટે ઉઠાવ્યું છે જે પરમેશ્વર મને અહીં લાવ્યો છે તેજ મુને સહી સલામત પોહોંચાડશે ફક્ત હું એટલુંજ માગું છું. કે તું મારી મદદ માટે તારા એકાદ બે ભુત મારી સાથે મોકલ કારણ કે મને રસ્તાની ખબર નથી આખરે બાબરા ભુતે માનસિંગની અરજ કબુલ કીધી અને પછી પોતાને ત્યાં થોડાક દહાડા રાખી ઘણીજ મહેરબાનીથી તેની સેવા કીધી જ્યારે માનસિંગ તેને કામે નીકળવા તૈયાર થયો જીનના રાજાએ પોતાના કેટલાક મોટા ભુતોને માનસિંગની સાથે જવાનું ફરમાવ્યું ને હુકમ કીધો કે માનસિંગને તમે સહી સલામત મહા રાક્ષસની હદ સુધી લઈ જાઓ જ્યાં સુધી માનસિંગ પાછો ફરે નહી ત્યાં સુધી તમો તેજ ઠેકાણે બેસજો પછી ભુતો હુકમ મુજબ માનસિંગને લઈ ગયા અને મહા રાક્ષ-

કોઇ આગમાં બળે તે પાછો જીવતો થાય એમ કદી સાંભળ્યું નથી
ઓ દુષ્ટો હું તેજ માણસ છું કે જેને તમોએ આગમાં બાળી મુક્યો
હતો. ઓ ગધેડાના રાજાઓ પરમેશ્વર મારી ઉપર એટલો તો મહે-
રબાન છે કે તમોએ ગંજાવર આગમાં મને બાળી નાંખ્યો પણ તમો
દુષ્ટોનું કાંઇ વળ્યું નહી તેઓ આ સાંભળી એટલા તો ગુસ્સે થઇ
ગયા કે માનસિંગને આગળના કરતાં મોટી આગ સળગાવી તેમાં ના
ખ્યો. એવી રીતે ત્રણ વખત માનસિંગને તેઓએ આગમાં નાંખ્યો
જ્યારે તેઓએ જોયું કે એ બલા આગમાં પણ બળતી નથી ત્યારે
તેઓએ તેને એક ઉંડી ખાઇ ખોદી તેમાં નાખ્યો અંતે પરમેશ્વરની
મેહેરથી તે ખાડામાંથી પણ માનશિંગ સલામત બહાર નીકળ્યો.
ત્યારે તેઓએ તેઓના મુલકમાં એક મોટો ખારો સમુદ્ર હતો તેમાં
માનસિંગને નાંખી દીધો, તેવામાં તેને એક મોટી માછલી ગળી ગ-
ઇ, જ્યારે માનસિંગે જોયું કે, હું સમુદ્રમાં ગોથા ખાતો નથી પણ
તેને ઘણીજ ગરમી લાગવા માંડી ત્યારે જાણ્યું કે હું કોઇ એક જા
નવરના પેટમાં છું. જ્યારે તે માછલીએ જોયું કે આ બલા હજમ
થતી નથી; ત્યારે સમુદ્રને કાંઠે આવી માનસિંગને ઓકી કાઢી પછી
પાણીમાં દોડી ગઇ માનસિંગ થોડો વખત ત્યાં બેહોશ જેવો
પડી રહ્યો. કારણ કે ઘણીભુખ અને તરસથી ચાલવાની તાકાદ નહી
રહી ત્યારે પરમેશ્વરને યાદ કરવા લાગ્યો અને સઘળી તરફ જોવા
લાગ્યો એટલામાં રાક્ષસીઓનુ એક બીજુ ટોળુ તેને જણાયુ તે ટોળુ
માનસિંગની આગળ આવીને પુછવા લાગ્યું કે તને આ જગ્યાએ
કોણ લાવ્યું ? માનસિંગ બોલ્યો કે મને પરમેશ્વર લાવ્યો મને એક
માંછલી ગળી ગઇ હતી તે પાછો દરીઆને કીનારે નાંખી ગઇ.અને જો
તમારામાં પરમેશ્વરે દયા રાખી હોય તો મને કાંઇ ખાવાપીવાનુ આ
પો. કારણ કે હું ઘણોજ ભુખ્યો તરસ્યો છું તેઓએ કહ્યું કે, અમે
તુંને ખાવાનું કેવી રીતે આપી શકીએ. કારણકે અમારા રાજાનો એ
વો હુકમ છે કે, જો કોઇ માણસ યા જીન અમારા મુલકમાં આવે
તો તેને જીવથી મારી નાંખવા ત્યારે તેમાંથી એકે જવાબ દીધો કે
ઓ પ્યારા એ ક્યાં રાજા અને ક્યાં આપણે આ બીચારો પોતાની
મેળે કંઇ આવ્યો નથી, પણ પરમેશ્વર જાણે કે એને માંછલી ક્યાંથી
ગળી ગઇ એની આવરદાએ જોર કર્યું છે તેથી.એ જીવતો રહ્યો છે
એ માણસછે તેથી આપણા કરતાં મોટો છે એટલા માટે આપણને
લાજમ છે કે એને આપણે ઘેર લઇ જઇએ ત્યાં એની ચાકરી કરીએ
ત્યારે બીજાઓ બોલ્યા કે જો આપણે એને ખાવા આપીએ અને રા

જાને ખબર પડે તો તે આપને જીવતા મુકવાનો નથી. ત્યારે માનસિંગે જવાબ દીધો કે, જો મને મારી નાંખવાથી તમને ફાયદો થતો હોય તો તમે ખુશીથી તેમ કરો, હું મરવાને તૈયાર છું ત્યારે કેટલાએકે જવાબ આપ્યો કે આપણા રાજાનો મુલક સાતમો કોસ દુર છે માટે અહીયાં કોણ આવે છે. અને જાય છે, ને કોણ પુછે છે આખરે તેઓ માનસિંગને પોતાને ઘેર લઇ જઇ તેને ખવરાવી પીવરાવી ખુબ તાજો કીધો દરરોજ તેઓ માનસીંગની સાથે વાતમાં મશગુલ થતાં તેની વાત તેઓને એટલી દીલ પસંદ લાગી કે માનસિંગની સોબત તેઓને ઘણીજ ફાયદાકારક માલમ પડી. એક દહાડે તેઓએ માનસિંગને કહ્યું કે હેવ તું અમને કહે કે અહીંઆં આવવાનો તારો સબબ શું છે? માનસિંગે સઘળી વાત અવલથી આખર સુધી તેઓને એવી રીતે સમજાવી કે તેઓના દીલમાં ઘણીજ અસર થઇ. તેઓને તેને ઘણી મેહેરબાનીથી પુછયું કે આટલી બધી રંજ અને મેહેનત ખંચવાનું તેને શું કારણ છે. માનસિંગે કહયું કે માહારે માહા રાક્ષસ સાથે કામ છે. તેઓ બોલ્યા કે ઓ નાદાન તું માહા રાક્ષસનું નામ ના લે કારણ કે જો તેને માલમ પડશે કે અમે એક માણસને આસરો આપ્યો છે તો તે તને અમને આ બધાને મારી નાખશે માનસિંગે કહ્યું કે જ્યાં સુધી મારી તેમજ તમારી હયાતી છે ત્યાં સુધી કાળની પણ ભક્ષ નથી, કે આપણા જીવને હાની પુગાડે અને જો તમને ધાસ્તી લાગતી હોય તો મને બાંધીને તમારા રાજા પાસે લઇ જાવ અને જે ફરમાવે તે કરો તેઓએ જવાબ દીધો કે પહેલાં અમે તારી પર પ્રીતી અથવા દોસ્તી તરીકે રાખ્યો અને હવે તને મારી નાંખવાને માટે લઇ જઇએ તો તે ઘણું શરમ ભરેલું કહેવાય માનસિંગે કહ્યું કે આખર મને જરૂર તમારા રાજા પાસે જવું છે માટે તમો કાંઇ તદબીર કરો કે મને તમારા રાજા સાથે મેળવો પછી તેઓએ વીચાર કરીને પોતાના એકને રાજા પાસે મોકલ્યો તે રાજા પાસે અદબથી ઉભો રહી. કહેવા લાગ્યો કે ઓ મહારાજા અમારા હાથમાં કાળા સમુદર આગળથી એક સુરજના તેજ માફકનો માણસ આવ્યો છે. તે એવો તો સ્વરુપવાન છે કે આપણા મુલકમાં હજારો માણસો અત્યાર સુધી મારયા ગયા પણ તેની બરાબરનું રુપ હમોએ કદી જોયુ નથી તે સાથે એવો તો કાબેલ હકીમ છે કે કંઇ તારીફ મારી જુબાનથી થઇ શકતી નથી એવી રીતના ઘણાએક સીપાઇના સુકનો બોલી રાજા પાસે અરજ ગુજારી. રાજાને હુકમ કીધો કે તાકીદથી તેને મારી આગળ લાવી હાજર ક-

રા, તે રાક્ષસ ઉડતો ઉડતો પંદર દહાડે પોતાને મુકામે આવી પહોં- ચ્યો અને જે વાત પોતે રાજા પાસે કહી હતી તે સઘળી કહી સં- ભળાવી. માનસિંગે તેની ઘણી એક તારીફ કીધી પછી તેઓએ મા- નસીંગની સાથે રથમાં બેસી આકાશ માર્ગે ઉડવા માંડ્યું હવે માન- સીંગના આવવાની ખબર આખા જુનના દરેક દેશમાં ફેલાઈ, જેથી મા- નસીંગને લાખો રાક્ષસિઓનું ટોળું જે રસ્તે માનસીંગ જવાનો હતો તે રસ્તે જઈ ઉભું રહ્યું કારણ કે તેઓએ વિચાર્યું કે રાજાના શહે- રમાં જઈ માનસિંગને જોઈ શકાશે નહી તેઓમાં પદમાવતી રાક્ષ- સણીની છોકરી હરસિધ નામની છે રૂપમાં પુરી હતી તેને પણ મા- નસિંગને જોવાનું મન થયું તે વખતે છોકરી પોતાની મા પાસે આ- વી રજા માગી કે એ મારી વહાલી મા હું આપણા બાગમાં શેલ કરવા જાઉંછું. તેની માએ જવાબ દીધો કે તારા બાપ પાસેથી રજા લઈ સુખેથી જા. પછી તે પોતાના બાપ પાસેથી રજા લઈ પો- તાની દાસીઓ સાથે પોતાના બાગમાં ફરવા ગઈ અને પોતાના બા- પ પાસેથી આમ એકની રજા લીધી હતી માટે મોજ મારવાને પો- તાની દાસીઓ સાથે ફરવા જતી વખતે પોતાના બાગનાં કરી નહી જોએલો બબાગ કરી પોતે જરજંવરમાં ગુંથાઈ ગઈ હતી રાક્ષસો મા- નસિંગને ઉચકી આકાશ માર્ગે ઉડતા હતા તે બાગ નજદિક થઈ જતાં હતા તે વાત જ્યારે હરસિધને કાને પડી તે વખતે તેણીએ નક્કી કી- ધો કે મારે એ માણસ શોધી જરૂર શોધન કરવી પછી પોતાની દાસીઓના વિચાર પુછવા લાગી. તેઓ સઘળીઓએ જવાબ દીધો કે ઓ મારી વહાલી કુંવરિ જો તારો પાકો ઈરાદો હોય તે હમો માન સિંગને તારી નજદીક હાજર કરીએ તેણીએ તે કબુલ કર્યું પછીએ ઉડતી ઉડતી જ્યાં માનસિંગ ભુતો સાથે સુતો હતો ત્યાં આવી અને માનસિંગને તેમજ પેલા ભુતોને ઉંઘેલા જોઈ માનસિંગને બહેરોશની દવા સુંઘાડી ઉચકી પોતાની કુંવરી હરસિધના મહેલમાં લાવી જ્યારે પેલા ભુતો એ જાણ્યું કે તે માણસ પોતાના હાથથી ગયો ત્યારે તે- ઓએ દરેક ઠેકાણે તપાસ કરવા માંડી પણ જ્યારે કોઈપણ ઠેકા- ણેથી માનસિંગનો પતો નહિ મળ્યો ત્યારે સઘળાઓએ વિચાર કી- ધો કે આપણે રાજા પાસે જવું નહી કારણ કે રાજાને જો માનસિં- ગ ગયાની ખબર પડશે તો બહેશક આપણને જમને હવાલે કરશે. પેલી તરફ હરસિધના મહેલમાં માનસિંગ મોજ કરતો હતો ત્યારે મ- હાજુનના રાજાને ઘણી ચીંતા પેદા થઈ તેણે દરેક ઠેકાણે તપાસ માટે જાસુસો મોકલાવ્યા. તેઓને ભુતો પકડ્યા. એટલે રાજા પા-

એ અરજ કીધી કે હમો જ્યારે રાતના સુતેલા હતા તે વખતે એ માણસ કયે ઠેકાણે ગયો હશે? કદાચ એનું સુર્ય તેજ જોઇ કોઇ રાજકુંવરી એની ઉપર આશક પડી એને ઉઠાવી લઇ ગઇ હશે, માટે તેની તપાસ કરવાને તમો નામદાર રાજા અમને થોડા દીવસની મેતલ આપો, એવામાં પણ રાક્ષણીની છોડી માનસિંગને પોતાની સાથે તેડીને માહ રાક્ષસના રાજા પાસે આવી એટલે રાજા ઘણું હરખવાન થયો અને પોતાની પાસે બેસાડી માનસિંગનું આવવાનું કારણ પુછ્યું માનસિંગે કહ્યું કે ભુતના રાજા બાબરાના મુખમાંથી તમારી તારીફના બેહદ સુખુનો સાંભળી આ મુલક જોવાનો મેં પાકો ઇરાદો અને બેહદ સંકટ વેઠી અત્રે આવ્યો. રાજાએ પુછ્યું કે એ ગુણથી ભરેલા આદમી મારા છોકરાની આંખો આજ કેટલા વરસ થયા બંધ રહી છે તે કેમે કરી ઉઘડતી નથી. મારા મુલકમાં કોઇ એવો ચાલાક તબીબ નથી જે મારા છોકરાની આંખો સાફ કરે, મારે એકજ એકલો છોકરો છે અને મારી સઘળી ઉમેદો એના ઉપર છે પણ તે કીરતારે મારા અતી વાહાલા છોકરાને તેના જન્મ પછી સુખનો એક દહાડો પણ સારો ગયો નથી માનસિંગે ઘણીક દીલાશો દેઇ જવાબ દીધો કે તમે નામદારને એ વાતની કશી ફીકર ચીંતા કરવી નહીં એ તમારા છોકરાની આંખો હું સાફ કરી શકીશ. રાજાએ માનસિંગને વચન આપ્યું કે તેના બદલામાં તું જે માગીશ તે હું તારા પગ આગળ લાવી હાજર કરીશ. માનસિંગે પાણીને રીંછની છોકરીના આપેલા મોહોરામાં ઘસીને તે છોકરાની આંખોમાં લગાડ્યું કે તદન દેખાતો થઇ ગયો માનસિંગને પગે પડ્યો માનસિંગે તેને પોતાની બગલમાં લઇ ઘણા પ્યારથી બચી કરી પોતાની પાસે બેસાડ્યો, રાજાએ બેસુમાર જરજવેર માનસિંગના પગ આગળ લાવી મુક્યું કે એ ગરીબપરવર મેં આ કામ જરને માટે નથી કીધું પણ જશને માટે કીધું છે. આટલું બધું જર મને એકલાને શા ખપનું છે પણ જે વચન તે મને આપ્યું છે તે વચનથી તું સાબેત રહે, મહારાક્ષસે જવાબ દીધો કે તે વચન પ્રમાણે હું ચાલવાને તૈયાર છું. ધર્મપુર્વક પ્રતિજ્ઞા લઇ કહ્યું કે તું મારી પાસે જે જે માગશે તેહુ તને આપીશ, માનસીંગે કહ્યું કે તમો નામદાર પાસે જે શાહમોરે છે તે મને આપો. મહારાક્ષસે તરતજ નીચું જોઇ માનસિંગને તે માગવાનું કારણ પુછ્યું પછી પોતેજ બોલ્યો કે એ મારી મોતીઆ વેપારીની છોકરીએ તારી પાસે મંગાવ્યો હશે, પછી તે મોહોરે માનસિંગને આપીને બોલ્યો એની પાસેથી એ હું પાછો

